ૐ

# ખ્યાલી સંગ્રહ પ્રથમ ખંડ.

બનાવનાર.

સ્વસ્થાન શ્રી જવાસના રાજ કવિ રાજગોર.
નાનજી પુરૂષોતમ ઉર્ફે કલાંત કવિ.
નિવાસી મોરબી-હાલ જવાસ (રાજપૂતાણા)

છપાવી પ્રસિદ્ધ કરનાર.

રાજગોર મણીશંકર ડોસાભાઇ.
(મોરબીવાળા)

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૪ સને ૧૯૧૭.



શ્રી સત્યવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સાંકલચંદ હરીલાલે
છાપી પાંચકુવે નવે દરવાજે-અમદાવાદ.

મુલ્ય રૂ. ૦-૨-૦.

# ઉદ્દેશ.

## ઉપજાતીવૃત.

પીનસ્તનીએ નયનો નચાવી,
પ્રીતિ તણો પંથ દીધો બતાવી;
વિચારતો હું વનિતા નિષેધ,
તે હું થયો લુબ્ધ પ્રિયે વિશેષ.

अस्तु.

ॐ

# કવ્વાલી ગૂજલ સંગ્રહ.

## પ્રથમ ભાગ.

### ( કવ્વાલી. )

૧.

ઇશ્ક અંજામની વાતો, કોઇ કામીલને જઇ પૂછો;
વીતી હોય જેહને યારો, તહીં દીલ ખોલી જઇ પૂછો. ૧
હુસ્ન મહેતાબ પર આફ્રીન, થયેલાને જઇ પૂછો;
નયન નરગીસની લીજ્જત, કોઇ આશકને જઇ પૂછો. ૨
અગર શમશીર અબ્રુની શીકૃત ઘાયલને જઇ પૂછો;
નીઝારા જખ્મના જાહીર, કોઇ બીસ્મીલને જઇ પૂછો. ૩
ઇશ્ક આજારને માલુમ, હકીકત ત્યાં જઇ પૂછો;
અજબ અલ મસ્ત જબર જસ્તો, બનેલાને જઇ પૂછો. ૪
ઝીકર કરતા દીવાનાની, બ્જારે યાર જઇ પૂછો;
અદાલત ઇશ્ક લંડનમાં, રીપારસ લઇ જઇ પૂછો. ૫
ચુકાદા પ્રેમના મશહુર, અરે મુનસફને જઇ પૂછો;
મીલાવી મુનસીને દફતર, ખોલાવી વાત જઇ પૂછો, ૬
પીધેલી પ્રેમની પ્યાલી, એવા પ્રેમીને જઇ પૂછો;
અગર જઇ "કલાંત"ને કોડે, વિનયથી વાત જઇ પૂછો. ૭

---

## ( કવાલી. )

૧.

તિહારા પગ તણી રજજો, જમીન પર આંખથી જોતો;
તો અંજન તુલ્ય મન માની, ગુમાની સર્વ ગમ ખોતો. ૧
મુને રોવા નથી દેતી, છબી તવ ચક્ષુ સામે રહી;
ઉભય આલમ નહિ તો હું, ડુબાવા વખ્ત કરતો નહિં. ૨
પરી તવ પાદુકા પ્યારી, કદી જો હોત મુજ કરમાં;
ચડાવી શીર પરે ફરતાં, બતાવત ઇશ્ક આલમમાં. ૩
બોલાવત તું અગર મુજને, કસમ છે તાહરા પગની;
કોઇ આવે પગે ચાલી, હું આવત્ત માહરી દ્રગથી. ૪
તીહારા ઇશ્કનો બીમાર, મરે આખીર તત્ર ગમથી;
મુનાસીફ જોઇને જાતો, "કલાંત" તુંને ખરે દ્રગથી. ૫

---

## ( કવાલી. )

૩.

જુદાઇ તાહરી જાલીમ, જબર જાહીર જફા કરતી;
કફા આ કલાંત પર કામા, થઇ જરની જીગર જરતી. ૧
લઇ ખંજર અરે દીલજાન, કરીજા કત્લ આશકને;
ઝુકાવી શીર રહીશ ઉભો, બતાવા ઇશ્ક આલમને. ૨
અરે આશક ગુલામીમાં, સદા કરતું અદા રમણી;
અગર અબ્રુ કમાનોથી, હણે તાતાં તીરો નમણી. ૩
ડુબેલાને ડુબાવે શું, મરેલા ને ન મારે તું;

પડેલા ને પછાડે શું, બળેલા ને ન બાળે તું. ૪
દયા દીલદારની દીલમાં, કરી દાખીલ કમલ નેની;
નીઝારા ચશ્મના કરતી, ચાહક ને દર્શ તું દેની. ૫
કમર લચકાવતી લલના, લલિત તું લેહ ભર આવી;
લગાવી લે ગલે ગોરી, મધુરી મુખ મલકાવી. ૬

---

## ( કવાલી. )

૪.

ન છેડો પ્રેમ પંથીને, દીવાની ઓ અરે ? દુનીઆ;
બળેલા દેહને બાળી, નિમક છાંટો નહિં અહીંઆ. ૧
ઇશ્ક અગ્ની વિષે બળતા, પરે શું ડાંભ દેવાને;
દયા દીલથી વિસારીને, ધસો શું શ્રાપ લેવાને. ૨
થતાં જુદાઇ માશુકની, ખુદાઇની તજી પરવા;
ગંદાઇ શીર ધરી ફરતો, સચ્ચાઇ શુદ્ધ હું કરવા. ૩
છતાં જો વેર લેવાની, ઇચ્છા ઉરે અતી હોયે;
નમાવી શીર ઉભો હું, કરોને ધ્વંશ શું જોયે. ૪
અરે યારો અરજ મારી, ઉરે આ અલ્પ તો લેજો;
કલેજું બહાર કહાડીને, પછી અગ્ની નહીં દેજો. ૫
ચીત્તામાં ભસ્મ નહિં કરશો, કબ્રમાં દફન નહિં કરશો;
રૂધીર પુલેલમાં ધાલો, મોહીનીને શીરે ભરશો. ૬
બનાવી હાડની ચુડી, ગાગર આ માંસની કરજો;
સમર્પી એ સલુણીને, ન સ્નેહિ "કલાંત" વિસરજો. ૭

રસીક એ રમ્ય રમણીના, હવેલીના ઝરૂખામાં;
અગર દીવાલ દરવાજે, કે પલકા પર કાં પડખામાં. ૮
દરશ હરદમ જહીં થાયે, નવેડું વીહું ના ભારા;
તહીં રાખી કલેજું આ, ગુન્હા માફી કરો મારા. ૯

---

## ( કવાલી. )

### ૫,

ફસાવી ઇશ્ક ફંદામાં, ગુમાની ગર્વ શું કરતી;
હુરી મહતાબ મુખ તારૂં, છુપાવી શર્મ શું ધરતી. ૨
લગાવી ઇશ્ક ખંજરતેં, કલેજું કલાંત આ કીધું;
કલીત તારી સુભાગ સુરતી, થકીના દર્શ તેં દીધું. ૨
નયન નરગીસ નીઝારેથી, નવેલી નેહ અઇ ભરતી;
કરી આ દેહમાં વર ગેહ, લગાવી સ્નેહ કયાં ફરતી. ૩
તીહારા ચશ્મનો ચાકર, ચતુરાં ચાહ ચીત ધરતો;
દીવાની દર્દીનું દુઃખ દુર, થયા ત્રિણુ આહ! ઉચરતો ૪
જીગરજો આ જલે જાહીર, વિયોગે "કલાંત"નું કામા;
તથાપી શું બની નિર્દય, સલુણી સ્નેહ ભર શ્યામા. ૫

---

## ( કવાલી )

### ૬

નયનથી જયારની નીરખી, નવેલી નેહ ભર નમણી;
ચોટી ચીત ત્યારની ચતુરાં, હરે મન મોહીની હરણી. ૧

પુછો નહિં દીલ બીસ્મીલમાં, અજબ વસ્તું વસી એવી;
નદીનમાં ચેન જરા પડતું, ગઇ નીંદ્રા નયન લેવી. ૨
પાઇ ગઇ પ્રેમની પ્યાલી, રસીલી રમ્ય રઢીઆળી;
જગાવી ઇશ્કની જ્યોતિ, ફરીશું ના મળી પ્યારી. ૩
અજબ સોહીની સુંદર એ, ગજબ મન મોહીની મુરતી;
નમાલુમ મુહ્ંત કેવામાં, બની જાદુ ભરી સુરતી. ૪
કહે કવિ " કલાંત " પ્રિયે રમણી વસીતનમાં આ જીગરમાં;
થયો આફ્રીન આશક આ, ન માશુક શું ધરે ઉરમાં. ૫

---

## ( કવાથી )

૭

અરે ! માશુક વિયોગે હું. બની બેઠો થઇ બાવો;
મીલાવો કોઇ મનહરણી, અરે જાઓ ન રીબાવો; ૧
રસીકડીની લલિત લહેરો, ઉછાળા અંગમાં મારે;
બતાવું ચીત્ત કયાં ચીરી, વિરહની વેદના ભારે. ૨
તિહારાં તીર સમતીરચ્છાં, નયન તાતાં તપાવે છે;
ડુબેલો ઇશ્ક તારામાં, અરે મ્ને દુભાવે છે. ૩
નજર તવ નાજની તલવાર, કલેજુ કાપતું ભારી,
અરે ! તવ ઇશ્કની કફની, ગલે છાઇ રહી પ્યારી; ૪
ધરીઆ ઇશ્કની સેલી, કમંડલ ઇશ્કનું કર છે;
વિભુતી ઇશ્કની અંગે, ઇશ્ક ઝોળી વળી વર છે. ૫
ખેર ! તવ ઇશ્કની જ્યોતિ, રગો રગમાં છવાઇ છે;

વળી રામાંચમાં પણ જો. હવા હરદમ ફેલાઇ છે. ૬
જોવું હું જગતમાં જ્યાં જ્યાં, તહીંતું તો નજર આવે,
વિના તારા ન પેખું હું, " કલાંત " મનનાં અવર લાવે. ૭
બળે છે વિહ્ અગ્ગીથી, જીગર જુઓ અરે ? મારૂં;
દયા દીલ દોસ્તની દાખી, કહો કોઇ કેણ જઇ પ્યારૂં. ૮
મલપતી જો બતાંવે મુખ, નીઝારો નયનનો મારીં;
દઇ દીદાર દીલારામ, પલક સામી રહે પ્યારી, ૯
લઇ નીજ કર વિષે ચુંબન, જોઇ આ " કલાંત " ના સામુ;
માનીશ મન સ્વર્ગનુ સુખ હું, મરીશ ત્યારે ગતી પામું. ૧૦

---

## કવાલી.

૮

જગતની જાળ જુઠીમાં, ફસે છે શું ફસે છે શું;
કરમની હામ વિણુ કમર, કસે છે શું કસે છે શું. ૧
તવંગર તું થયો તેથી, નહિ મુકતી મળે જેથી;
અમીરી આજ છે એથી, હસે છે શું હસે છે શું. ૨
ધરી વસ્ત્રો ઉતમ અંગે, રમે રજની જઇ રંગે;
કરી બદ કૃત્ય ઉમંગે, ડસે છે શું ડસે છે શું. ૩
બનાવી બાગ સુખપાલો, હવા મહેલોમાં નીત મહાલો;
કીંતુ સત્ કર્મ વિણુ ઠાલો, વસે છે શું વસે છે શું. ૪
કહે કવિ કલાંત મદમાતો, તમાસા તાનમાં ગાતો;
રતીના રાસ નીત ગાતો, ભસે છે શું ભસે છે શું. ૫

---

## ( કવ્વાલી )

૯

અહા ? દીલજાન દીલભર દીલ, લગાવી શું સતાવે છે;
નયન ખંજરથી મારીને, બેહોશ કાંતું બનાવે છે, ૧

જુદાઇ શું મુકદરમાં, લખી છે જાન મારી હાય;
વિના મહતાબ મુખ જોયે, સીતમ તન પર અતીશય થાય. ૨

કહું કયાં બ્યાન હું મારૂં, તવારીખ ઇશ્કની થાયે;
નથી ચશ્મોથી પલ ભર દુર, સુભગ સુરતી અરે હાયે. ૩

નથી દીન રેનમાં સુતો, નથી ખાતો નથી પીતોઃ
લગાવી ધુન તારી હું, ગાઉં તવ નામના ગીતો, ૪

તીહારા નામ વિણ જીવ્હા, નથી શાંતિ જરા ધરતી;
તીહારા ચશ્મની ખુબી, ફીદા હરદમ મને કરતી. ૫

મીજાજી હુશ્ન તારાની, નથી ખ્યાલે ઘડી ખસતી;
જીકર તારી આ જીવ્હાથી, કરીને હું કરૂં કુસ્તી. ૬

પડયો બીમાર મરવાને, દવા દે આવ ઓ પ્યારી;
છુટી દઇ ઇશ્ક નયનોની, બચાવી લે દયા ધારી. ૭

અદા કર અર્જ આખીરમાં, મૃતક આ દેહ લે તારી;
મટાડી જીયની જરની, લઘુલંકી લલિત નારી. ૮

બતાવી ચંદ્રસમ મુખડું, હરે આ દર્દ ઇન્સાની;
લગાવી કંઠમાં કરતું, જીવાડી લે જીગર જાની. ૯

મફેનવ યાદી હું કરતો, ફરી મ્હેસર વિષે મળશું;
કર્યો તેં 'ફલાત' એ અરજી, પ્રભુ સામે અમે ધરશું. ૧૦

---

## ( કવાલી )

### ૧૧

અહા ? દોરંગી દુનિઆના, વિકટ વન માહિં ભટકું છું;
રઝળતો પ્રેમના પંથે, અહિં તહિં અંધ અટકું છું. ૧
બતાવી ઇશ્કનો રસ્તો, દગો દઇ ક્યાં ગઇ છટકી;
લગાવી જખ્મ જીગરમાં, ગઇ પાડી અરે ? પટકી. ૨
રીંબાવી આમ એ રમણી, રસીલી રંગમાં રોળી;
કરી દીલ ખાખ આશકનું, હૈયે પ્રગટી ગઇ હોળી. ૩
થતાં યાદી તીહારી જાન, ઝરે અશ્રુ દગે ભારી;
જુવાની આ દીવાનીમાં, ગુમાની ગુમ થઇ પ્યારી. ૪
ઉછાળા મારતું હરદમ, કલેજું વિરહથી તારા;
સનમ આ તાહરો દીલજાન; જપે તવ નામની માળા. ૫
બનાવી કાવ્ય તારી હું. સુણાવા શોધતો સાણી;
તથાપી ના દયા દીલમાં, અરેરે ? કયાં કહું કહાણી. ૬
રહમ કર આવ રસવેલી, નવેલી નેહ ભર ઘેલી;
નયનથી નેન મીલાવીને, બચાવી લે બની બેલી. ૭
અરે એ બાલમૃગ નયની, અદાલત ઇશ્કમાં જઇને;
તીહારા નેન નરગીસંપર, કરીશ દાવો ખફા થઇને, ૮
જલાવી ખાખ તેં કીધો, બતાવીશ એ અદાલતમાં;

કસમથી શાક્ષી દીલની દઇ, ડરીશ નહિં તાહરી છતમાં. ૯
નહિં લવું જર જમીન જેવર, હુકમ નામું કરાવીશ હું;
તારા ગુલ ગૌર ગાલો પર, સબંધ સત્વર બજાવીશ હું. ૧૦
છતાં નહિ માનજો પ્યારી, તથાપી નહિ ડરૂં દીલમાં;
વિલાયત ઇશ્ક લંડનમાં, કરીશ ફરીયાદ જઇ પલમાં. ૧૧
હુરી તવ હુસ્ન પર થઇ 'કલાંત' લડી સરકાર નહિ છોડું;
કહે દુનીઆ દીવાનો છો, તથાપી હું નહિ છોડું. ૧૨

---

## ( કવાલી )

૧૨

અહા ? માશુક આશક પર, ખફા થઇ શું સીતમ કરતી; ૧
લગાવી ઇશ્ક ખંજરતું, દયા શું ના હવે ધરતી.
રહે છે ચરમમાં તવ ખ્યાલ, નખુદનો ખ્યાલ દીલજાની
વળી નારાજ રહેતી સર્વ, અરે ? આલમ આ દીવાની. ૨
છતાં ગાફીલ બની ગોરી, કરે નહિ યાદ આશકને;
અરેરે શું બની જાલીમ, જલાવે આમ તામસને. ૩
દગારો હું નથી વ્હાલી, ધુતારો હું નથી વ્હાલી;
છતાં દીલ દાદ નહિં ધરતી, ગુમાની તજ હવે ખાલી. ૪
ગુંથાવા પ્રેમનો પ્રિય પંથ, લખું વર ગ્રંથ અલબેલી;
છતાં ગુમાન ભર ગોરી, કહે કરવાની શું ઘેલી. ૫
ન રાખું હું ઉરે પરવા, હુમાયુ પાંખની પ્યારી;
છઉં હું ફક્ત ચાકર આ, તીહારાં ચરમનો નારી ૬

મળે કદી રાજ આલમનું મળે કદી બીસ્તનું સહુ સુખ;
મળે કદી કલ્પ તરૂ છાંયા, તથાપી હું રહું વિમુખ. ૭
પ્રથમ કરી પ્રેમ તું પ્યારી, હવે નિર્દય બની નારી;
નથી એ પ્રેમ ગ્રંથોમાં, જરા જો જાન વિચારી. ૮
બની તવ ઇશ્કમાં ઘેલો, લગાવું ધ્યાન તારૂં હું;
નથી ખાતો નથી પીતો, છતાં હું કાળ મારૂં છું;
નથી પરવા આ આલમની, ગદાઇ શીર મેં ધારી;
તથાપિ "કલાંત" જુદાઇ, બુરી તવ લાગતી ભારી. ૯

---

## ( કવાલી. )

### ૧૩.

અહા દોરંગી દુનીઆમાં, કહું કયાં કર્મની કહાણી;
જણાવું તેમ જઇ કોને, જખમ આ ઇશ્કનો જાણી. ૧
નીકાળું અગ્ની અંતરની, જઇ કોની કને હાયે;
કહું કયાં હું અરે રમણી, મુંઝાવું ઉર અકળાયે ૨
અરે આ બે કદર દુનીઆ, વગોણા માહરાં ગાતી;
ન જાણે પંથ પ્રેમીનો, તથાપી વ્યર્થ શંકાતી. ૩
પાઇ તેં ઇશ્કનો પ્યાલો, બનાવ્યો મસ્ત મતવાલી;
ઘડી પલ જાય બીનકલની, ગુમાવી કયાં ગઇ ચાલી. ૪
દીસે સંસાર આ સુનો, ફકીરી લઇ હવે ફરશું;
અગર દીવાની દુનીઆમાં, ઝીકર તારી હવે કરશું ૫
કહે છોને દીવાનો દોડડાહી, આ અરે દુનીઆ;

જખમ પર છો લગાવે લુણ, નમેરા નીંદકો અહીંઆ. ૬
ડરીશ નહિ દીલમાં હું, જાન, લખીસ લઇ લેખણી કરમાં;
તીહારા હુશ્નની તારીફ, બતાવીશ પ્રેમીને પળમાં. ૭
કલેજે "કલાંત" થઇ ફરતો, અહરનીશ ગાન તવ કરતો;
નીંદ્રામાં નામ તવ જપતો, ન ઘડી પલ એક વીસરતો. ૮

---

## કવ્વાલી.

### ૧૪.

અહા ? છબી તાહરી પરજાન, કરૂં કુરબાન ગુમાની;
તજી ઘર કાજને સુખ સાજ, ગ્રહી તવ માલ દીવાની. ૧
તજીને વેશ મુંડાવ્યા કેશ, ધરી શીર ભસ્મ ભયકારી;
ઝીકર તવ રાત દીન કરતો, બન્યો મનમસ્ત આવારી. ૨
દીવાનો થઇ ફરૂં હરદમ, છતાં દીદાર નહિં થાયે;
તીહારા દર્શને કાજે, થયો હેરાન હું હાયે. ૩
શીરે પરવત મુકાવું કે, હીમાળે ગાત્ર હું ગાળું;
ચડાવું શીશ શૈલાપર, અગર આ દેહ સળમાવું. ૪
ચડી ગીરનાર તને મળવા, ભેરવ જપ બીન ભયે ખાવું;
થવું યા ગુમ જઇ ગંગા, અગર જગદીશમાં જાવું. ૫
ઘડી ભર સુઉં સૈયામાં, ઘડી ભર દોડતો ફરતો;
ઘડીમાં જાગતો ઝબકી, ઘડીમાં નામ તવ જપતો, ૬
ઘડીમાં યાદી તવ થાતાં, રસીકડી હું અતી રડતો;
થયો આ જગતથી વિરકત, કરી તન સખ્ત આથડતો. ૭

---

## ( કવાલી. )

### ૧૫.

અમારાં નામ અમારાં કામ, અમારાં ધામ ધારા છે;
અમારા આમ કામાની, કૃતિનાં રૂપ ન્યારાં છે. ૧
અમારો પ્રેમ અમારો નેમ, અમારો પંથ ન્યારો છે;
અમારો બોલ અમારો કોલ, પુરા પ્રેમીને પ્યારો છે. ૨
અમારી વાત અમારી જાત, અમારી નેક ન્યારી છે;
અમારી નીત કૃતીની રીત, અજબ આશ્ચર્યકારી છે. ૩
ભલે બુરા કહે અમને, બહુ બોલા કહે દુનીઆ;
વળી દૂેશી કહી હરદમ, પુકારે છે જહીં તહીં આ. ૪
અમે સ્વતંત્ર સદા રહેશું, અમે અલમસ્ત થઇ ફરશું;
અમે દરકાર દુનીયાની, ગુલામી યુક્ત નહિં કરશું. ૫
કાવ્ય અંજામના લેખો, ગજાવા ધુમસુ ધરમાં;
અનાવા સાગરી પડશું, [illegible] ૬
વિજય ઝુંડા ઝપાટામાં, ફેલાવા તર્ક ઉછરંગે;
નિરંતર નેહની નોબત, નવિન ગગડાવશું સંગે, ૭
વગોણા ગાય છો દુશ્મન, તથા પરવા નહિં કરશું;
હવે જાહીર થવા જગમાં, ઝનુની "કલાંત" થઇ પડશું. ૮

---

## કવાલી.

### ૧૬

હમારા પયર મોટરથી, અધીક દોડી જતા મળતા;
હમારા શબ્દ ટેલીફોન, થકી જલ્દી અસર કરતા. ૧

હમારી આંખ દુરબીનથી, બહુ વેગે જઇ જોતી;
હમારી લેખણી હરસુત, છટાનું માન પણ ખોતી. ૨
હમારી શાયરી સીંધુ, તરંગોના થકી તમણી;
હમારી ઝીક્ર યોગીના, અવાજોથી ખરે બમણી. ૩
હમારા નયન ચુંબકથી, અતી ઉતાવળાં દોડે;
હમારા હસ્ત દર દચ્છન, તણી ઉદારતા તોડે. ૪
હમારી સુકૃતિ સવિતા, સીકરને, તુચ્છ કરનારી;
હમારી કોષની કહેણી, અગન ગાડી થકી ભારી. ૫
ઇલેકટ્રીક લાઇટના કરતા, અમારા ઇશ્કની જ્યોતિ;
પ્રબળ પ્રચંડતા ધારી, રહે હંમેશ ઉદ્યોતિ. ૬
હમારી જીભના યશગાન, કરી નીત શેશ પણ થાકે;
હમારી ટેક ફરસુથી, અધીકતા અંતરે તાકે. ૭
હમારી ઉર્મીના ઉદ્દગાર, અજબ અવિકારને તોડે;
હમારી "કલાંત" આ કહેણી, ગર્વીના ગર્વને મોડે. ૮

---

( કવ્વાલી. )

૨૭

તીહારા સખ્ત વિરહેથી, વિતાવું વખ્ત દુઃખ દાઇ;
બન્યો બાવો થઇ વિરક્ત, તજી મેં સર્વ ખુદાઇ. ૧
કસમ ખાઇ કહું શીર ભસ્મ, ધારીને હવે ફરશું;
તીહારા પ્રેમની માળા, જપી ઉચ્ચાર તવ કરશું: ૨

તીહારા નામની ઝોળી, લઇ અહલેક ઉચરશું;
તીહારા પ્રેમની વિણા, બજાવી ગાન તવ કરશું. ૩
તીહારા પ્રેમનો પંથી, પ્રવાસેં પ્રેમને પડશે;
કઠીણ પંથે જતાં કોડે, જરા દીલમાં નહિ ડરશે. ૪
પુરા જે પુર્વના પ્રેમી, વસે છે પ્રેમ પુરમાંહી;
ચઇને "ક્લાંત" તવ વિરહે, કરીશું ઝીક જઇ ત્યાંહી. ૫

---

## ( કવાલી. )

### ૧૮

અહા ? કવિ "ક્લાંત" થયો બહુ ક્લાંત, નીગમ કૃતિ તાહરી ન્યારી;
અજબ આ રંગ અવનીના, વિલોકી ભય ભરૂં ભારી. ૧
કોઇ રડતા કોઇ હસતા, કોઇ ભયભીત ફીકરમાં;
કોઇ મસ્તાન હુરોમાં, કોઇ બે ભાન બુરોમાં. ૨
કોઇ કરતા દીઠા જારી, કોઇ કરતા દીઠા ચોરી;
કોઇ કરતા કપટકારી, કોઇ ધરતા ધરમ ભારી. ૩
કોઈ સુખપાલમાં ફરતા, ખમા મુખ કોઇ ઉચરતા;
કોઇ દુઃખમાં દીઠા રડતા, કોઇ ક્રુર કૃત્ય નીત કરતા. ૪
કોઇ શીર ભસ્મને ધરતા, કોઇ શીર મુંડ મુંડવતા;
કોઇ અહાલેક ઉચ્ચરતા, કોઇ પુકાર બહુ કરતા ૫
કોઇ રણ વીર થઈ લડતા, કોઇ કાયર દીસે રડતા;
કોઇ મરતા કોઈ થીરતા, કોઇ તરતા કોઇ બળતા ૬
કોઇ પંથી તને મળવા, પ્રવાસો તીર્થના કરવા;

કોઇ કર માલરી ફેરવવા, વખત ગાળે કો રીઝવવા;
કોઇ જગદીશમાં જોતા, કોઈ બદ્રી જઇ શોતા. ૭
કોઇ હરદ્વાર કાશીમાં, જવાનીજ મનને પ્રોતા;
કરી દીપ માળ તને નીરખે, બજાવે ઘંટડી હરખે. ૮
નમી નીચા તને પરખે, ચડાવે ફીંતુ તું ચરખે;
અરે નિર્દય તું છો પ્યારા, દયા નહિ દીલ રતી તારા. ૯
અજબ તવ રીત ગજબ ભારા, કળે નહિ કોઇ ગુણવાળા. ૧૦

## કવાલી.

૧૯

જીગરની જવાલ કયાં જઇને, બુઝાવું હું અરે કીસમત
દરદ દીલનું દબાવાને, કહું કોને અરે કીસમત, ૧
મુસાફરને મુઝાવેશું, દયા ત્યાગી અરે કીસમત;
નદે પાટુ પડેલા પર, બની જાલીમ અરે કીસમત. ૨
બળેલાને શું બાળે તું, બદી વ્હોરી અરે કીસમત,
મરેલાની પરે દઇ માર, કજા નહિં કર અરે કીસમત,
અમારી નેક નીતીપર, કાતીલ નહિ બન અરે કીસમત ૩
અમારી હામનો બદલો, ન દે આવો અરે કીસમત
નિતીના નાવપર તોફાન, ચલાવે શું અરે કીસમત ૪
દીવાની આ અરે દુનીઆ, હસે છે જો અરે કીસમત
હવે તો કર કૃપા દીલજાન, વિચારી કંઇ અરે કીસમત
તીહારા ' કલાંત "ની કહાણી, ઉરે લે તું અરે કીસમત ૫

## ( કવ્વાલી. )

૨૦

સુહાવી ભાન ભૂતળમાં, ભમાવે તું અરે કીસમત;
કદી આ ચીત્ત ચકડોળે, ચડાવે તું અરે કીસમત; ૧
શ્રીમંતી છીનવી ક્ષણમાં, સતાવે તું અરે કીસમત;
દરીદ્રીને કરી વિદ્વવાન, રીઝાવે તું અરે કીસમત. ૨
નહિં મળવાતણી મતલબ, મીલાવે તું અરે કીસમત;
નહિં બનવા તણી વાતો, બનાવે તું અરે કીસમત. ૩
નહિં ખાધેલ તે ભોજન, કરાવે તું અરે કીસમત;
નહિં પીધેલ તે પાણી પીલાવે તું અરે કીસમત; ૪
કદી મોટર બલુનોમાં, બેસાડે તું અરે કીસમત;
કદી પંથે પગે વિચરી, ચલાવે તું અરે .કીસમત, ૫
કદી આભુષણો અંગે, પેરાવે તું અરે કીસમત;
કદી અંગે વિભુતીને, ચોળાવે તું અરે કીસમત. ૬
કદી શીર છત્ર ધરણીનું, ધરાવે તું અરે કીસમત.
કદી ભિક્ષુત થઇ ઘરઘર, મંગાવેતું અરે કીસમત ૭
કદી અમૃત થકી ત્રપ્તી, કરાવેતું અરે કીસમત.
કદી વિષના કરે પ્યાલા, ઝલાવે તું અરે કીસમત ૮
સભામાં માન સનમાનો, અપાવે તું અરે કીસમત
કદી અપમાનના વાકયો, સુણાવે તું અરે કીસમત ૯
કદી વિયોગના વનમાં, ઘુમાવે તું અરે કીસમત
કદી સંયોગ શ્રૃંગારે, રીઝાવે તું અરે કીસમત ૧૦
કદી રણુ ભોમમાં ભડતા, અપાવે તું અરે કીસમત

કદી કાયર તણી ગણુતી, અપાવે તું અરે કીસમત ૧૧
પ્રથાણો પર્વતો ઉપર, કરાવે તું અરે કીસમત
વિકટ જંગલ વીવરની માય, ચલાવે તું અરે કીસમત. ૧૨
કદી સુખપાલની સ્વારી, અપાવેતું અરે કીસમત.
કદી શુળી પરે શીરને, ધરાવે તું અરે કીસમત ૧૩
કદી માતા પીતાનું સુખ, અપાવે તું અરે કીસમત
કદી એ સુખથી વિમુખ, બનાવે તું અરે કીસમત ૧૪
તીહારી શી કથુ કથની, અજબરંગી અરે કીસમત
દશાના ચક્રની મહત્તા, બતાવે તું અરે કીસમત ૧૫
અજબ તવ ઢંગની કહાણી, કથાવે તું અરે કીસમત
"કલાંત" કથતાં તીહારા રંગ, થકાવે તું અરે કીસમત. ૧૬

